

# ઝણકાર



અહીં આપણા અમૂલ્ય લોક સાહિત્યના મધુરા ગીતોનો **'ઝણકાર'** છે.તમારું ગમતું ગીત મોકલો જે ' **ઝણકાર**' નું માધુર્ય બને.

પસંદગી પામનાર ગીતો સૌને ગમતા ગીતોનો સંગ્રહ **'ઝણકાર'**માં તેમના નામ,વિચાર સાથે સ્થાન પામશે.ગમતા ગીતનો વિચાર,થીમ અવશ્ય મોકલો.

આભાર સહ...

શ્રી આઈ.એન.પટેલ

# ૪.રૂપાળું મારું ગામડું

ગાજે છે ગીત જ્યાં હેતના રે ,
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું,
નદીયુંના ધીમા મીઠા નીર રે....
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
સુખમાં સુખિયા સૌ સાથમાં રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
દુ:ખમાં ભેળું છે આખું ગામ રે...
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું...
ધરતી ખેડે છે સૌ સાથમાં રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
ધંધા વિનાનું નથી કોઈ રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
ઘેર ઘેર ઘંટીઓ ગાજતી રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
રેંટિયાનો મીઠો રણકાર રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
ખટક ખટુકે સાળ સામટી રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
ઊંચા નીચાના નથી ભેદ રે..





રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
કામધેનું સમાણી ગાવડી રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
ધીંગા ધુરાના ધરનાર રે...
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
અંતર પ્રકાશ સૌની આંખમાં રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
ધરતી ધ્રૂજે છે જેને પાય રે...
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
સામું જૂએ ત્યાં હેત નીતરે રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
આંખડીએ અમી છલકાય રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
સંત વિનોબાની વાણી રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..
ગાંધીબાપુનો જય જયકાર રે..
રંગ ભર્યું નાનું રૂપાળુ મારું ગામડું..

**જયંતિલાલ માલધારી**